ગાંડીવ બાળોદ્યાનમાળા

પુષ્પ : : ચોવીસમું

# બાળ ડાયરી

વલ્લભદાસ અક્કડ

અને

નટવરલાલ વીમાવાળા



પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦–કેળાંપીઠ

સુરત

ગાંડીવ સાહિત્ય મન્દિર તરફથી
ગાંડીવ મુદ્રણાલય, કેળાંપીઠ
સુરતમાં નટવરલાલ
વી મા વા ળા એ
છા પી
ને
સં વ ત
ઓગણીસસો પં-
ચાશીના કાર્તક ઈસ્વી
૧૯૨૮ ના ડીસેમ્બરમાં બાળ
ડાયરીની પ્રથમાવૃત્તિ પ્રગટ કરી.

૦—૩—૦

તા. ૧ લી જુલાઇ ૧૯૨૮
રવિવાર
અષાડ સુદ ૧૪ સંવત ૧૯૮૪

રોજ રાત પડે ને મોટાભાઇ બુમ પાડે: બચુભાઇ આમ આવો તો.

પાસે જાઉં એટલે કહે: જરા મારા ગજવામાંથી ડાયરી આપશો?

હું ડગલામાંથી ડાયરી લાવી આપું. પછી મોટાભાઈ તેમાં કંઇ કંઇ લખે. થોડું લખે. વળી વિચાર કરે. વળી લખે. ઇંગ્રેજીમાં લખે એટલે તેની મને શી ખબર પડે!

આજે તો થયું કે લાવ મોટાભાઇને પૂછી જોઉં. પણ હિંમત ચાલી નહિ. કાલે વાત. કાલે નક્કી પૂછી જોવું.

સાંજે ખીચડી કરી હતી પણ પાપડ વગર ભાવી નહિ.

આજનું લખાણ આજે નહિ પણ પરમ દહાડે લખેલું છે.

તા. ૨ જી જુલાઈ ૧૯૨૮
સોમવાર
અષાડ સુદ ૧૪ સંવત ૧૯૮૪

આજે તો બપોરે વલસાડથી છગનકાકા આવેલા. મોટાભાઇ સાથે કંઈ વાત તો વાત કરે. બોલ બોલ કર્યાં જ કરે. મોટાભાઈ સાંભળે અને જવાબ આપે.

રાત પડી એટલે પાછો મને બોલાવ્યો ને ડાયરી માંગી. આજે તો ડાયરીમાં કંઇ લખે, કંઇ લખે.

મને થયું કે લાવ આજે તો નકકી પૂછું, કે રોજ શું લખલખ કરો છો ?

પાસે જઇને બેઠો ને ધીમેથી પૂછ્યું: મોટાભાઇ, આ ડાયરીમાં રોજ તમે શું લખતા હશો ?

મોટાભાઈ કહેઃ બચુભાઈ, અત્યારે હું કામમાં છું. આજે લખવાનું બહુ છે. કાલે સ્હવારે હું કહીશ. સ્હવારે પૂછજો, હો !

રાત્રે સૂઇ ગયો.

આજનું લખાણ કાલે લખેલું છે.

તા. ૩ જી જુલાઇ ૧૯૨૮
મંગળવાર
અષાડ સુદ ૧૫ સંવત ૧૯૮૪

સ્હવારે આંખ વહેલી ઉઘડી ગઇ. તરતજ યાદ આવ્યું કે હાં! આજે તો મોટાભાઇને પેલી ડાયરીવાળી વાત પૂછવાની છે.

પણ મોટાભાઇ હુજુ ઉંઘતા'તા. મારા મનમાં તો એટલી ચટપટી થાય! પણ પાડોશમાંની કીકી સાથે રમવા દોડી ગયો.

થોડીવારે આવ્યો ત્યારે મોટાભાઈ છાપું વાંચવા બેઠા હુતા. હું ધીરે રહીને ગયો ને તેમની સામે બેઠો. પછી થોડીવારે પૂછ્યુંઃ મોટાભાઇ, પેલી વાત કહોને.

શાની? ડાયરીની કે? જાઓ મારા ગજવામાંથી ડાયરી લાવો.

હું લઇ આવ્યો. મને ચોપડીનાં પાનાં બતાવી મોટાભાઈ કહેઃ જુઓ, આ દરેક પાને, મથાળે, વાર તથા તિથિ તથા તારીખ લખેલાં છે. એક પછી એક દરેક પાને આગ-

ળની તારીખ આવતી જાય. એટલે રોજની હકીકત રોજ એમાં લખાય. એનું નામ તે ડાયરી.

પણ રોજ રોજ તે લખવું શું ?

વાહ ! રોજનો હિસાબ લખાય, કંઈ કામ કર્યું હોય તે લખાય. કોઇની સાથે કામની વાતચીત થઇ હોય તો તે લખાય. સારૂં નઠારૂં થઈ ગયું હોય તો તે લખાય. સભા કે ભાષણમાં ગયા હોઇએ તો તે લખાય. વગેરે.

મેં મોટાભાઇને કહ્યું: ત્યારે મને પણ એક ડાયરી અપાવો. હું પણ એવું એવું લખીશ.

મોટાભાઇએ ખુશ થઈ હા કહી. એટલે બંદા તો રાજી રાજી થઈ ગયા.

આજે નિશાળમાં એક દાખલો ખોટો પડયો હતો. ડીકટેશનમાં બે ભૂલ પડી હતી, પણ પાઠ તો કડકડાટ વાંચી ગયો. નંબર છઠો પુરાવ્યો. બપોરે રજામાં શીંગ ખાધી હતી. સાંજે કીકી ને મનુ સાથે છાપાદાવ રમ્યો. બસ, એટલુંજ.

તા. ૪ થી જુલાઈ ૧૯૨૮
બુધવાર
અષાડ વદ ૧ સંવત ૧૯૮૪

ડાયરી આવી. નાની સરખી બચુકલી ચોપડી. નારંગી જેવું રૂપાળું પુંઠું. કેવી ફક્કડ !

આગલા દિવસનું બધું કાગળ પર લખી રાખેલું તે આજે ચોપડીમાં ઉતારી લીધું.

ડાયરી મેં કીકીને અને મનુને બતાવી. મનુ કહેઃ હું પણ બાપાને કહીને એવી લાવીશ. કીકી તો કહેઃ છોકરીઓ કંઈ ડાયરી લખે ? મારી બા તો કંઇ લખતી નથી !

ફોઇબા આવ્યાં હતાં. તેમને મેં ડાયરી બતાવી. તે તો હસતાં હસતાં કહેઃ ઓહો, મોટો કામદાર આવ્યો તે વળી ડાયરી લખવાનો !

બાએ પણ જોઇ, ને કહેઃ સાચવીને વાપરજે.

વાપરીશજને ! વારે ઘડીએ કંઈ મોટાભાઇ અપાવવાના હતા !

પુંઠું ચઢાવી દીધું ને પેટીમાં મૂકી. આજે તો નિશાળમાં

બધા દાખલા આવડ્યા. માસ્તર પણ ખુશ થયા. નંબર બીજો પુરાવ્યો. સાંજે મોટાભાઇ સાથે ફરવા ગયો હતો.

તા. ૫ મી જુલાઇ ૧૯૨૮
ગુરૂવાર
અષાડ વદ ૨ સંવત ૧૯૮૪

આજે તો થયું, લાવ ડાયરી નિશાળે લઇ જાઉ. લઇ ગયો.

નિશાળમાં ગમ્મત થઇ. નવો નિશાળીયો આવેલો. ઠોઠ. એના બાપ મૂકવા આવેલા તેજ કહે કે: સાહેબ, બરાબર સુધારજો.

માસ્તરે તેને આંક પૂછવા માંડ્યા તો બોલે ત્રણ નવામ એકવીસ, ચાર અઠા ત્રીશ. કેવો મૂરખો! માસ્તરે એને માર્યું પણ ખરૂં. પણ મારે તેમાં શું વળે? કોઇ બિચારો એવોય હોય. તેમાં એ શું કરે?

હું તો એનીજ સાથે દોસ્તી બાંધીશ, દેખાવે કેવો ભલો, ને રાંક છે! ગોળમટોળ મોઢું છે! ને નામ એનું કંચન. સાંજે એ કયાં રહે છે તે મેં પૂછી લીધું. હવે રવિવારે હું એને ત્યાં રમવા જવાનો છું.

તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૮
શુક્રવાર
અષાડ વદ ૩ સંવત ૧૯૮૪

આજે તો મોટાભાઈ કહે: બચુભાઈ લાવો તમારી ડાયરી, જોઉં તો ખરો.

વાંચીને કહે: ઓહો, આ તો ઘણી સરસ છે. એમજ લખતા રહેજો, હો !

આજે તો સાંજે નાતમાં જમવા જવાનું હતું. બરફી-પુરીની નાત હતી. હલવો ખાવાની બહુ મઝા પડી. હવે તો હું મરદમાં જમવા બેસું છું. આજે મારી જોડે મનુ બેઠો હતો. તે કહે: ચાલ, કોણ વધારે બરફી ખાય છે! શરત કરીએ. મેં કહ્યું: ના ભાઈ! એવી શરત ઘેર ગઈ. માંદા ન પડાય ?

પેલા નવા છોકરાનું નામ કંચનલાલ છે. આજે તો તે પણ આંક ગોખીને આવેલો. થોડી થોડી ભૂલ પડી પણ માસ્તર રાજી થયા. બપોરની રજામાં હું એનીજ સાથે રમ્યો. એવી બિચારાની મા નથી. કાકી છે. ખાવા પીવાનું

કંઈ મા જેવું મળે ? પણ બપોરે ખાવા માટે એને એના બાપા એક આનો આપે છે. આજે તો એણે ગાંઠીયા લીધા તે મને પણ થોડાક આપેલા.

નાતમાં જમીને મોડેથી આવ્યો તેથી ઉંઘ આવી ને સુઇ ગયો તેથી બીજે દહાડે લખ્યું.

તા. ૭ મી જુલાઇ ૧૯૨૮
શનિવાર
અષાડ વદ ૪ સંવત ૧૯૮૪

વીજુકાકા મોટાભાઇને કહી ગયા કે ગુલાબદાસને તાવ બહુ આવે છે માટે ખબર લઈ આવજો. મોટાભાઇની સાથે હુંયે ગયો.

અમે ગયા ત્યારે દાકતર પણ બેઠા હતા. તેઓ કાનમાં રબરની નળીઓ ભેરવીને છાતી તપાસતા હતા. છાતી પર કડીંગ કડીંગ ટકોરા મારે તે જોવાની મને ગમ્મત પડી. પછી દાકતર કહેઃ શેઠ, તમે બીડી ફુંકી ફુંકીને છાતી બગાડી નાંખી છે. ચાહ પીઓ છો કે ?

ગુલાબકાકા ધીરે ધીરે બોલ્યાઃ ચહા વગર કંઈ ચાલે !

પાંચ છ વાર તો રોજ ખરીજ !

દાકતર કહે: પછી છાતી બગડે એમાં કંઇ નવાઇ છે ? આ ચહાનું લફરૂં વધી ગયું છે, પણ કેટલું નુકસાન થાય છે તેનું લોકોને ભાન નથી.

ખબર લઇને અમે ઘેર આવ્યા. હું દાખલા ગણવા બેઠો ને બબુડી બાળપોથી વાંચવા બેઠી: બા ચહા પા, બા ચહા ભાવે છે !

દાકતર તો કહે છે કે ચહા ખરાબ છે. ત્યારે બાળપોથીવાળો આમ કેમ લખતો હશે ? તે ગુલાબકાકા જેવા હશે તો !

હું મોટો થઈશ ત્યારે એક ચોપડી લખીશ ને તેમાં લખીશ: ચહા સારી નથી. ચહા પીવી નહિ. દુધ સારૂં છે. બા દુધ પા. મને દુધ ભાવે છે. દુધ ચાંદા જેવું ધોળું છે. દુધ મીઠું મીઠું લાગે છે. મારે ત્યાં ગાય છે તે દુધ દે છે. ગાય ભલી છે. થોડું ઘાસ ખાય ને ઘણું દુધ દે.

આજે સ્હવારે ફક્ત દાળભાતજ જમ્યો. ભૂખ બરાબર હોય તો રોટલી ખાઉંને ? નંબર સાતમો આવ્યો. આજે કંચનલાલ નિશાળે આવ્યો નહોતો. કોણ જાણે કેમ નહિ આવ્યો હોય !

તા. ૮ મી જુલાઈ ૧૯૨૮
રવિવાર
અષાડ વદ ૫ સંવત ૧૯૮૪

આજે તો એક તોફાન થયું. મનુ ને હું સાથે નિશાળેથી આવતા હતા. રસ્તામાં પેલો તોફાની તનસુખ મળ્યો. તેણે મનુ ટેંગણો મનુ ટેંગણો કહીને બૂમ પાડી. મનુ જરા ઠીંગણો તો છેજ ને!

પણ મનુ ખિજાયો. તેણે તનસુખ ઘોલ્લો, તનસુખ ઘોલ્લો કહીને બૂમો પાડી. અમે સાથે હતા એટલે હું પણ તેની સાથે ઘાંટા પાડવા લાગ્યો: તનસુખ ઘોલ્લો, તનસુખ હોલ્લો તનસુખ ટોલ્લો. એવી એવી બૂમો પાડી. એય લંબુસ છે ને!

પણ લંબુસ તો ખુબ ચિઢાયો ને અમારા પર ધસીજ આવ્યો.

અમે પણ તેના પર સિલેટ ફેંકી તે તેને વાગી. એટલે પછી તે ખુબ ગુસ્સે થયો ને અમને માર્યું. બે ચાર તમાચા ને પાંચ સાત ધપ્પા મને પડ્યા. મેં એને પગે

કરડી ખાધું. પણ માર વ-તો તો અમનેજ પડયો, હોં !

ઘેર આવી મેં મોટાભાઈને બધી વાત કરી ને તનસુખે અમને માર્યાં એમ કહ્યું. એટલે મોટાભાઈ કહેઃ તારામાં જોર નહિ ત્યારે કોઈ મારેને! રોજ બરાબર કસરત કર ને મજબૂત જોરાવર થા. પછી જોજે, કોઈ તને નહિ છેડે.

મેં મનુને વાત કરી ને અમે હવે રોજ કસરત કરવાના છીએ. થાકેલો એટલે વહેલો સૂઈ ગયો.

તા. ૯ મી જુલાઇ ૧૯૨૮
સોમવાર
અષાડ વદ ૬ સંવત ૧૯૮૪

આજે મોટાભાઈને કહ્યું કે મને ને મનુને કસરત શીખવો. અમે બંને હવે કસરત કરવાના છીએ.

મોટાભાઈ કહેઃ પેલા બલ્લુ કાકા આપણે ત્યાં આવે છે તેને કસરત સારી આવડે છે. તે મન્દિર આગળ રહે છે, તેમને મળીને હું વાત કરીશ. પછી તમે એમને ત્યાં રોજ જજો એટલે એ કસરત શીખવશે.

નિશાળમાં માસ્તર સાહેબ કહે કે હવે ડીપુટી સાહેબ

આવવાના છે માટે લેસન ધ્યાન દઇને કરો. સાહેબ આવે ત્યારે સારૂં દેખાય.

પેન્સીલ ઘડતાં આજે ચપ્પુ આંગળીને લાગી ગયો ને લોહી નીકળ્યું. માસ્તર સાહેબે પોતાની છીંકણીની દાબડી કાઢી તેમાંથી છીંકણી આપી ને કહ્યું: લ્યો આ દાબી દો એટલે લોહી બંધ થઇ જશે.

ખરેખર! છીંકણી તપખીર પણ જાદુ જેવી હોં! લોહી તરત બંધ થઇ ગયું. પણ લખવાનું કામ તો બરાબર થાય નહિ એટલે નંબર બહુ નીચો ગયો.

બસ, આજે તો લખતાંયે દુ:ખે છે પણ રોજ લખવું એટલે લખ્યું!

તા. ૧૦ મી જુલાઈ ૧૯૨૮
મંગળવાર
અષાડ વદ ૮ સંવત ૧૯૮૪

અમારી કસરત હવે તો ચાલુ થઇ ગઈ છે. આજથી બલ્લુ કાકાને ત્યાં હું ને મનુ જઇયે છીએ. તેમને ત્યાં એક નાનકડો અખાડો છે. બીજા પણ બે ચાર છોકરા આવે છે. કસ-

રત કરવાની ગમ્મત પડે છે ને આજે ભૂખ તો એવી કકડીને લાગી કે ન પૂછો વાત. ઉંઘ પણ રાતે જલદી આવી જાય છે. મેં તો નિશાળમાં કંચનલાલને વાત કરી. તે કહેઃ બાપાને પૂછીને હું પણ આવીશ.

મનુ તો હજુ કંઈ ડાયરી લાવ્યો નથી. એના બાપાએ એને કહ્યું કે હાલમાં નહિ. આવતે વરસે વાત. મેં મનુને કહ્યું કે તું તારે કોરા કાગળની ચોપડી બાંધી લે પણ તે કહેઃ કંઈ નહિ હવે!

કંચનલાલ કસરતમાં આવશે તો બહુ મઝા પડશે.

સાંજે હું ને મનુ રબરને દડે રમતા હતા. કનૈયાને અમે રમાડતા નથી કેમકે એ લુચ્ચાઈ બહુ કરે છે. અમે દરેક પાંચ પાંચ વાર ઉછાળીએ છીએ. તેને બદલે એ સાત આઠ વાર ઉછાળે છે. એટલે આજે એક વાર દડો અમારી પાસેથી છટકી ગયો તે એણે લઈને ડાહી કાકીને છાપરે ફેંકી દીધો ને નાસી ગયો. પણ છાપરાને બદલે અગાશીમાં પડયો ને અમે તરત લઈ આવ્યા. પછી એ બારીએ ઉભો હતો તેને સલામ કરી કેઃ સાહેબજી! તે ઘરમાં પેંસી ગયો. હવેથી અમે મનુના કાકાના વાડામાં રમવાના છીએ.

તા. ૧૧ મી જુલાઇ ૧૯૨૮
બુધવાર
અષાડ વદ ૮ સંવત ૧૯૮૪

આવતી કાલે મારી વરસગાંઠ છે. મને નવ પૂરા થઇને દશમું બેસશે. હવે હું મોટો મોટો લાગું છું. કાલે બા વેઢમી ને પાતરા કરવાના છે. વેઢમી મને બહુ ભાવે છે. મનુને તો દર વખતે જમવા બોલાવીએ છીએ. મેં બાને કંચન વિષે વાત કરી ને પૂછ્યું: બા, એને કાલે જમવા બોલાવીએ?

બાએ હા કહી. એટલે નિશાળમાં એ વાત કંચનને કરી. તે કહે કે: હું બાપાજીને પૂછી જોઇશ. ને તે હા કહે તો આવીશ. પણ હું આવું તો તારે પણ મારી વરસગાંઠે આવવું પડશે. મેં પૂછ્યું: તારી વરસગાંઠ ક્યારે? તે કહે: પોષ મહિનામાં. ઓહો! ત્યારે તો બહુ વાર છે હજુ!

આજે પાઠમાં મને બેચાર ભૂલ પડી. ઘેર કીકી રડે એટલે ધ્યાન રહે નહિ, તેથી આમ થયું હશે? કોણ જાણે!

નંબર છેક તેરમો ગયો. કાલે વરસગાંઠ જાય પછી વાત. પરમ દહાડે પહેલોજ પૂરાવું.

તા. ૧૨ મી જુલાઈ ૧૯૨૮
ગુરૂવાર
અષાડ વદ ૧૦ સંવત ૧૯૮૪

આજે તો મારી વરસગાંઠ. નવા નવાં કપડાં બાએ કાઢી આપ્યા. બા તો કહે વીંટી ને કંઠી ને કલ્લાં પણ પહેર, પણ મને કલ્લાં ગમતાં નથી! કેવાં ભારે ભારે! તેથી માત્ર વીંટી પહેરી—ને કંઠી.

કંચનલાલ જમવા આવેલો. તે ને હું ને મનુ સાથેજ જમ્યા. આજે કસરત કરવા ગયા નહોતા. નિશાળે જવાનું પણ માંડી વાળ્યું. મનુ ને કંચન પણ મારે ત્યાંજ રહી પડ્યા અને અમે છાપાતાળી ને પાનાં પણ ખૂબ રમ્યા. આખો દહાડો રમવામાંજ કાઢી નાંખ્યો. મોટાભાઈ મુંબાઇ ગયા છે તેમાં, નહિ તો નિશાળે જવું પડતે.

ખૂબ મઝા કરી. ગયે વરસે આટલી મઝા નહોતી પડી.

પણ કંચનલાલ નિશાળે નહિ ગયો, તેથી એને ઘેર

વઢશે ખરા. મનુને તો સાંજે એના બાપાજી વઢેલાજ. બા બબડી પણ મેં જવાબજ દીધો નહિને !

તા. ૧૩ મી જુલાઈ ૧૯૨૮
શુક્રવાર
અષાડ વદ ૧૧ સંવત ૧૯૮૪

કંચનલાલને એની કાકીએ બે તમાચા માર્યા. તે કહે કે કાલે નિશાળ પડી તેથી મારે તો માર ખાવો પડયો. મારી વરસગાંઠે રવિવાર આવે તો સારૂં.

બધાનીજ વરસગાંઠ રવિવારે આવતી હોય તો કેવી મઝા પડે ! નિશાળે જવાની ગડબડજ ન મળે.

કાલે લેસન વાંચેલું નહિ તેથી આજે તો દાખલા પણ ખોટા પડયા, ડીકટેશનમાં પણ ભૂલ પડી ને પાઠ પણ આવડયો નહિ. નંબર છેક એકવીસમો ગયો. આ તો બહુ ખરાબ.

એટલે સાંજે ઘેર આવી હું તો ખોટા પડેલા દાખલા ગણી ગયો ને કાલને સારૂ પણ ગણી લીધા. પાઠ પણ ચાર વાર વાચી ગયો. સાંજે કંચનલાલને પણ તેડી લાવેલો ને બંનેએ લેસન સાથેજ કર્યું.

તા. ૧૪ મી જુલાઈ ૧૯૨૮
શનિવાર
અષાડ વદ ૧૨ સંવત ૧૯૮૪

આજે તો ટપાલમાં ચોપડી આવી. કેવી સરસ ચોપડી! ઉપર સરનામું મારૂં કરેલું. મોટાભાઇએ મુંબાઈથી મોકલી. નામઃ મોતીના દાણા! કેવું ફક્કડ નામ! ઉપર મોટાભાઈએ લખેલું: બચુને વરસગાંઠની ભેટ. મોટાભાઈ ભલા તો બહુ.

હું તો લાગલોજ વાંચવા બેઠો. ઉપર ઉંદરની છબી કેવી રમુજી છે! પેલા ભીખા ભિખારીની વાત મેં પહેલી વાંચી. હું તો હસી હસીને થાકી ગયો. મેં મનુને બતાવી. તે કહે કે મને વાંચવા આપજે. હું વાંચી રહીને એને આપવાનો છું. કંચનને પણ આપીશ. રાત્રે પાછો બેઠો ને ઘોઘો ને ચીચીની વાત વાંચી ગયો. ચીચીબાઇ લાડુ કેવાં તાણી લાવ્યા!

તા. ૧૫ મી જુલાઈ ૧૯૨૮
રવિવાર
અષાડ વદ ૧૩ સંવત ૧૯૮૪

મનુને આજે સ્હવારે તાવ આવ્યો છે. હવે એને ઓસડ પીવું પડશે. પેલા ગણપત વૈદ આવ્યા હતા. તે દવા આપી ગયા.

આજે તો માસ્તર નિશાળમાં નહોતા આવ્યા. કાલનુંજ કહેતા હતા કે કાલે મારાથી નહિ અવાય. કંઇ ગામ ગયા છે. આજે બે કલાસ ભેગા કર્યા ને બીજા માસ્તર કહે: તમે તમારા પાઠ વાંચો. એમ કહી પોતે કંઈ લખવામાં પડ્યા. એટલે અમે તો એવી ગમ્મત કરી! હું ને કંચનલાલ ને પેલો ગટુ ને ચીમન. અમે તો એક બીજાને ઉખાણું પૂછવા માંડ્યા. ગટુએ મને પૂછ્યું કે એવું કયું શહેર કે જેના અક્ષર હેર-ફેર કરીએ તો શરીર પર વીંટળાઈ વળે! મેં કહ્યું સુરત. તેમાંથી સુતર બને તે કપડારૂપે શરીર પર હોયજ. પણ મેં સવાલ પૂછ્યો તે ચીમનનેજ આવડ્યો. બીજાને નહિ. મેં પૂછ્યું કે પોણા અગીયાર થાય એવી ખાવાની ચીજ કઈ! ચીમનને પણ જવાબ દેતાં ત્રણ ચાર મિનિટ લાગી. પછી

ખરો જવાબ મમરા (૪ાા+૪ાા+૨ાા=૧૦ાાા) દીધો, એમ ને એમ અમે તો દહાડો પૂરો કર્યો.

સાંજે બાગમાં ફરવા જઈ આવ્યો. સાથે ત્રીજા ઘરવાળો નટુ ને એના બાપા હતા.

નિશાળમાં તો લેસન ચાલ્યું નહિ એટલે નંબરજ શાનો પૂરે ?

તા. ૧૬ મી જુલાઇ ૧૯૨૮
સોમવાર
અષાડ વદ ૧૪ સંવત ૧૯૮૪

મોટાભાઇ મુંબાઇથી આવ્યા તેઓ બે ચાર ચોપડી મારે સારૂ લાવ્યા. ચોપડીનાં નામ એવાં સરસ છે નીલમ ને બકુલ ને મૂરખો ને મોટી બ્હેન ! હું તો જોઇનેજ ખુશ ખુશ થઈ ગયો ! બધી એક પછી એક વાંચી જઈશ. તેઓ હલવો પૌંઆ પણ લાવ્યા છે. મોતીફળીયાવાળા કોઇની પોટલી લાવેલા; તે આપવા મારે જવું પડયું. અમારૂં પોટલું કોઈ લાવ્યા હોય ત્યારે લેવા પણ મારેજ જવું પડે છે. ત્યારે તે લોકો આપવા કેમ નહિ આવતા હોય ?

આજે જમવાનું મોડું થયું તેથી નિશાળે મોડો ગયો. રોજ તો બરાબર જાઉં છું પણ આજે આમ થયું. માસ્તર કહેઃ આમ કેમ? હવેથી બરાબર આવજે, કહી છેલ્લો બેસાડયો.

એમાં કંઈ મારો વાંક હતો? રોટલીની કણેકમાં બિલાડી મ્હોં મારી ગઈ ને દાળ ઢાળી નાંખી તેથી ફરી કરવી પડી ને તેથી મોડું થયું તેમાં છેલ્લી બાસ્ટી પર બેસવું પડયું!

છેલ્લી બાસ્ટીવાળા છોકરા બહુ વાતુડા છે. જરા માસ્તર આડું જુએ કે વાત કરવા મંડીજ પડે. લેસનમાં ધ્યાન તો આપેજ નહિ ને દાખલા તો ગણેજ નહિ! એ લોકો એમ કેમ કરતા હશે? એમના તોફાનમાં મારો નંબર પણ આજે તો સત્તરમો પુરાયો.

હવે તો મોડા આવવુંજ નહિ. રંધાયું નહિ હોય તો નાસ્તો કરીને પણ ચાલ્યો આવીશ. આમ તે કંઈ ચાલે?

આજે કીકીએ બહુ તોફાન કર્યું! ખાતાં કંઈ રડે, કંઈ રડે! બસ એ તો કહે મને શીરોજ જોઇએ! આખરે રડી રડીને થાકી ત્યારે ઉંઘી ગઈ.

તા. ૧૭ મી જુલાઈ ૧૯૨૮
મંગળવાર
અષાડ વદ ૩૦ સંવત ૧૯૮૪

કસરત ચાલુ છે. હવે તો રોજ દુધ પણ પીવાનું કર્યું છે. ભૂખ તો બહુ સારી લાગે છે.

મનુને હવે તાવ નથી. પણ એટલામાં તો કેવો નબળો પડી ગયો! હજુ આઠ દહાડા રહીને નિશાળે આવશે. એના પાઠ બહુ પડી જવાના!

આજે તો મોટાભાઈએ મારી ડાયરી વાંચવા લીધી. વાંચીને એ તો હસ્યાંજ કરે! એટલું બધું કેમ હસ્યા હશે? કોણ જાણે?

પછી કહે: ડાયરી ફક્કડ છે. મને મારી લખી આપશે? તારા હરફ સારા આવે છે. મેં કહ્યું: હઉવે. શું લખવું છે તે કહેજો એટલે બધું સારે હરફે ઉતારી આપીશ.

હું તો બરાબર બોલ્યો છતાં બા ને ભાભી તો હસી પડયાં!

આજે તો નિશાળમા રજામાં ગટુ ને ચીમન લઢી પડયા. વાત એક સવાકાની. રસ્તામાંથી જડયો. એક કહે

મારો ને બીજો કહે મારો. આખરે પૈસો માસ્તર પાસે ગયો. તેમણે કોઇને આપ્યો નહિ. હવે કોણ જાણે એનું શુંયે કરશે ?

તા. ૧૮ મી જુલાઇ ૧૯૨૮
બુધવાર
અધિક શ્રાવણ સુદ ૧ સંવત ૧૯૮૪

ગઈકાલે રાત્રે તો હિંચકા પર સુતેલો. સપનું જબરૂં આવ્યું. જાણે જંગલમાં ભૂલો પડયો છું. રસ્તો કંઈ જડતો નથી. એટલામાં એક ઝાડ પૂછેઃ તું કોણ છે? હું બોલ્યોઃ હું બચુ, ભૂલો પડયો છું. બાવળ બોલ્યુંઃ જા, જા જમણી બાજુ ચાલ્યો જા. જમણી બાજુ ચાલતો થયો. થોડે જતાં ચાર ચોર મળ્યા, બુકાની બાંધેલી! કાળા કાળા ઝબ્બા! હાથમાં એકેક તલ્વાર! મને કહે છે કે જે હોય તે આપી દે નહિ તો તને મારી નાંખીશું.

મેં તો કહ્યું કે હોય તે લઇ લ્યો. પણ મારી પાસે હોયજ શું? બે જણે મને તો કમ્મરમાંથી પકડયો ને લઇ ચાલ્યા. એક તળાવ આવ્યું. તેમાં મને તો પેલાઓએ

ફેંક્યો, ધબાક ધબ્બ!

ઓ બાપરે! હું તો હીંચકા પરથી નીચેજ પડ્યો! હત્તારી! સપનામાં તળાવમાં પડ્યો પણ ખરેખાત તો હિંચકેથી પડી ગયો!

હવે મારે રોજ હિંચકે સુવાની ટેવ પાડવી છે. જોઇએ રોજ પડી જવાય છે.

આજે તો રજા હતી એટલે સ્હવારે ખૂબ પાનાં રમ્યો. એટલા બધા રમ્યો કે છેવટે કંટાળી ગયો. એ પણ ખરી વાતને કે રમવાથી પણ કંટાળો આવે! પણ આવ્યો તો ખરોજ. પછી છાપાદાવ રમ્યા ત્યારે ઠીક લાગ્યું.

રાતે કોણ જાણે કેમ માથું દુઃખતું હતું એટલે વહેલો સુઈ ગયો.

તા. ૧૯ મી જુલાઇ ૧૯૨૮
ગુરૂવાર
અધિક શ્રાવણ સુદ ૨ સંવત ૧૯૮૪

---

આજે તો રજા હતી એટલે બાએ કહ્યું: આજે તો ભાઈ તારે મોસાળ જાને! મામાજીને મળી આવ ને બધાની

ખબર લઈ આવ.

મોસાળ જવાનું તો કોને નહિ ગમે! કીકીમામી જેવાં મામી હોય તો બધાને ગમે. હું જાઉં એટલે કીકી મામી તો કંઈ સારૂં સારૂં કરીને ખવડાવે. દુધીના મુઠીઆં તો એવાં બનાવે કે જીભે સવાદજ રહી જાય. હું તો સાંજે ત્રણ વાગે ગયો. બારણુંમાંથીજ વાસ આવી: હં! કંઇ તળાય છે ખરૂં.

દુધીનાં મુઠીયાં સ્તો! પેટ ભરીને ખાધાં. સૌની ખબર લીધી. મામા મામી સૌ સારાં છે. દાદાજીને કોઈ કોઇ વાર શરદી થાય છે, ને તાવ આવી જાય છે.

મામાનો કીકો તો ખાસ્સો રમાડવા જેવો થયો છે. એ ત્રણ ચાર ડગલાં ચાલે પણ છે. મેં એને ખૂબ બચ્ચીઓ કરી.

મેં ને ખુશમને મળીને ખુબ ગમ્મત કરી. અમે તો દાદાજીના ચશ્મા ઉપાડી ગયા ને વાડામાં જઇને દાદાજીનો વેશ કરી વાંકા વળી હાથમાં લાકડી લઈ ઠમ્ ઠમ્ ચાલ્યા! એક વાર તો ચશ્મા પડી પણ ગયા! પત્થર પર પડ્યા! પણ ભાંગ્યા નહિ એટલું વળી સારૂ થયું! નહિ તો બે ચાર ધપ્પા ખાવા પડતે.

સાંજે જમીને પાછો આવ્યો.

તા. ૨૦ મી જુલાઈ ૧૯૨૮
શુક્રવાર
અધિક શ્રાવણ સુદ ૩ સંવત ૧૯૮૪

કુમાર નામની ચોપડીમાં બાબુભાઈ એક પહેલવાનની વાત વાંચતા'તા. એ એવો જબરો, એવો જબરો કે પૂછવાની વાતજ નહિ! એનું નામ ગામા! આપણા દેશનો છે પણ ભલભલા વિલાયતી પેહેલવાન એના મ્હોં આગળ પાણી ભરે. હમણાંજ એકને તો પલકમાં ચિત્ કરી દીધો. ગામાભાઈનાં તો માન વધી ગયાં. બધા છાપાવાળા એની એની છબી છાપે છે ને એના વખાણ વખાણ કરે છે. બાબુભાઈ પાસે જઈ હું પણ કુમારમાંની છબી જોઇ આવ્યો! ઓ બાપરે! શું એનું શરીર! જાણે મોટો ડુંગરજ! થાંભલા જેવા જાડા તો પગ! મારા જેવા પાંચ પન્દર તો એના હિસાબમાંજ નહિ! મનુ કહે આપણાથી એવા થવાય નહિ. પણ બાબુભાઇ તો કહે કે મહેનત કરીએ તો થવાય! ગામો બી નાનો હશે ત્યારે તો મારા જેવોજ હશેને! હું પણ કસરત કરૂંજ છું ને!

તા. ૨૧ મી જુલાઈ ૧૯૨૮
શનિવાર
અધિક શ્રાવણ સુદ ૪ સંવત ૧૯૮૪

આત્માની યાદમાં ને યાદમાં આજે તો કસરત પણ ખૂબ વધારે કરી. ૪૦ તો દંડ કર્યા. કાલે ત્રીશ કરતાં પણ થાકી ગયો હતો. મનુને હું બે કુસ્તી પણ લઢયા. એક વાર મનુ હાર્યો. એક વાર હું પણ હાર્યો !

પણ આજે થાક તો થાક લાગ્યો ! ઘેર આવી ખૂબ દુધ પીધું. પહેલાં તો બા બરાબર આપે નહિ, પણ હવે તો પચી જાય છે એટલે આપે છે.

સાંજે કંચનને ઘેર ગયો'તો. એનું ઘર તો બહુ મોટું ભાઈ! કેવા મોટામોટા ઓરડા ! ને મોટા કોચ પલંગ ને હાંડીઓ ! બે ત્રણ નોકર પણ છે ! પણ મા વગર એ બિચારાની સંભાળ કોણ બરાબર લે ? એની કાકી બાકી બહુ છે. એને જોઇ મારૂં તો હસવું પણ માય નહિ !

કાલે ડીપુટી સાહેબ આવવાના છે. મારી નવી ટોપી પહેરીને જઇશ ! માસ્તર કહેતા હતા કે બધાએ પાઠ બરા-

બર વાંચી લાવવા. પણ એક દહાડામાં તે વળી બધું વં-ચાતું હશે !

તા. ૨૨ મી જુલાઇ ૧૯૨૮
રવિવાર
અધિક શ્રાવણ સુદ ૫ સંવત ૧૯૮૪

ડીપુટી સાહેબ આવ્યા ને પરીક્ષા લીધી. તેમાં ગમ્મત થઈ. માસ્તરે કાલે કરાવેલો તેજ દાખલો તેમણે મંડાવ્યો એટલે પેલો ચીબો નન્દુ તો મોટેથી બોલી ઊઠયો: ઓહો ! આ તો કાલેજ કરેલો દાખલો ! એમાં શું મોટું !

માસ્તરે નાક પર આંગળી લગાડી પણ તે એ જુએજ શાનો ? ડીપુટી ગયા પછી માસ્તરે એને બે તમાચા ખેંચી કાઢ્યા.

દાખલા ઘણાના ખરા પડયા. પણ ડીકટેશનમાં ચાર પાંચ જણાનું જ ખરૂં પડયું ! મારામાં પણ એક ભૂલ આવેલી.

સતનું ચિત ચિંતન રે કરવુંની કવિતા ગવડાવી. મેં ફક્કડ ગાઇ. ડીપુટી સાહેબ ખુશ થયલા દેખાતા હતા.

સાંજે તો મોટાભાઇ સિનેમા જોવા લઇ ગયા. છબીમાં

એક માણુસ ગુલાંટ તો ગુલાંટ ખાય! એવી ગુલાંટ ખાતાં એ ક્યાંથી શીખ્યો હશે! મોટાભાઈ તો કહે કે મહાવરો કરૂં તો મને પણ આવડે! ઓ બાપરે! કેવી જબરી ગુલાંટ! આગના ભડકા પણ જોવા લાયક હતા. સિનેમા ફક્કડ હતો.

તા. ૨૩ મી જુલાઈ ૧૯૨૮
સોમવાર
અધિક શ્રાવણ સુદ ૬ સંવત ૧૯૮૪

ફોઇના નટીયાના તોફાનની તે કંઈ હદ?! આજે એ આવેલો. મોટાભાઇ બહાર ગયા હતા. બા પણ ફોઇની ખબર લેવા ગયલી. એ તો બહારથી એક ગધેડાના બચ્ચાંને કાન પકડી વાડામાં ખેંચી લાવ્યો. નાની કીકીને તેની ઉપર બેસાડીને ઝાલી રાખી ને પછી દોડાવ બે દોડાવ. વાડામાં ને વાડામાંજ ગધેડું બિચારૂં દોડી દોડીને સાવ લોથ થઈ ગયું ને હોંચી હોંચી કરીને બરાડવા લાગ્યું. ત્યારે કીકી પણ રડી ઉઠી. ને એણે કાઢી મૂક્યું. એ તો કહેતો’તો કે હું તો ફટાકાની લૂમ પણ એને પુંછડે બાંધીને ફોડું છું, ત્યારે બહુ ગમ્મત આવે છે. બિચારૂં ગધેડું દાઝે નહિ! પણ એ

નટીયાને એવાં તોફાનોજ સૂઝે છે. નિશાળમાં પથરો ગણાય છે ને છેલ્લો પડી રહે છે.

એણે મને ચુરણ બનાવતાં શીખવ્યું. પીપરમીટની ટીકડીને ભાંગીને ભૂકો કરી અંદર અક્કલગરાની ભુકી નાંખીએ તો બહુ ફક્કડ ચુરણ થાય છે. ને અમે બે સવાકાની ટીકડી લાવીને બનાવ્યું તે મને બહુ ભાવ્યું! મેં એને કહ્યું કે રાતે અહિં રહે પણ એને ફુવાજીએ ના કહેલી એટલે રહ્યો નહિ. તોફાની ખરો પણ બોલી બોલીને હસાવે પણ ઘણું! મારાથી મોટો છે પણ હજુ ભણવામાં આગળ ગયો નથી.

તા. ૨૪ મી જુલાઈ ૧૯૨૮
મંગળવાર
અધિક શ્રાવણ સુદ ૭ સંવત ૧૯૮૪

પેલા બુઢ્ઢા કાકા આજે તો મરી ગયા—પેલા રણછોડજી માસ્તર? એટલે નિશાળમાં રજા પડી ગઈ, ને ગયેલા પાછા આવ્યા. પણ ઘેર આવીનેય શું કરવું! અમે તો નિશાળની પાસેજ કલાક સુધી આટાપાટા રમ્યા. પછી થાક્યા એટલે ઘેર આવ્યા. મોટાભાઈને વાત કરી કે રણછોડજી માસ્તર

મરી ગયા તેની રજા પડી. મોટાભાઈ કહે કે: અરરર! બિચારો બહુ ભલો હતો! કોઈ દહાડો કોઇને મારેજ નહિ!

મોટાભાઈની વાત તો ખરી હોં! રણછોડજી માસ્તરને બધા ભલાજ કહેતા. રજા પણ આજે તેથીજ પાડી હશે! પેલા ચીમનલાલ માસ્તર બહુ મારે છે! તે મરી જાય તો કંઇ રજા નહિ પાડે!

હું તો પછી વાંચવા બેઠો. કચુંબરની ચોપડી મોટાભાઈ લાવ્યા છે. તેમાં એક વાત જાદુઈ દોરીની છે. એક ફીરકી લઈને તેમાં દોરી પરોવવાની. મેં બનાવી જોઇ. બહુ ગમ્મત પડે છે. મનુને બતાવી. પછી તે પણ ફિરકી લઇ આવ્યો ને એવી દોરી બનાવી. લાલ દોરી ભૂરી થઈ જાય ને ભૂરી લાલ થઈ જાય, પણ બનાવવાનું બહુ સહેલું છે.

તા. ૨૫ મી જુલાઇ ૧૯૨૮
બુધવાર
અધિક શ્રાવણ સુદ ૮ સંવત ૧૯૮૪

આજે તો કોઇ નાતનો મેળાવડો હતો. હું પણ સારાં સારાં કપડાં પહેરી મોટાભાઈની સાથે ગયો. મોટાભાઈ ત્યાં

ભાષણ કરવાના હતા!

નાના નાના મારા જેવા છોકરા પણ બહુ આવેલાં. બે ત્રણ તો નાટક ભજવાયાં ને ગીતો ગવાયાં ને ગરબા ને —બહુ મઝા પડી. પછી તો પેંડાના પડીકાં પણ મળ્યા. જે છોકરાંઓએ ગાયું હતું તેમને ઇનામો મળ્યાં. મોટાભાઈ પ્રમુખ થઇને બેઠેલા ને મોટું ભાષણ કર્યું.

મેં પછી ઘેર આવતાં મોટાભાઇને પૂછ્યું કે મોટાભાઈ આપણી નાતમાં આવો મેળાવડો નથી થતો!

મોટાભાઇ કહેઃ ના ભાઈ આપણી નાતમાં મંડળ નથી, એટલે કોણ કરે!

વાહ ભાઇ! મંડળે નહિ ને મેળાવડોયે નહિ! હું મોટો થઈશ ત્યારે એક મંડળ કાઢીશ ને વરસમાં બે મેળાવડા કરીશ ને છોકરાંઓને બહુ બધાં ઈનામો આપીશ.

તા. ૨૬ મી જુલાઇ ૧૯૨૮

ગુરૂવાર

અધિક શ્રાવણ સુદ ૯ સંવત ૧૯૮૪

---

મોટાભાઈ કોઇ કોઈ વાર ખાવાનું ખાવા બે પૈસ

આપે છે પણ આજે તો ખાવાનું ખવાયું નહિ.

આજે ફળીયાંને નાકે એક ઘરડો ડોસો બેઠો હતો. બિચારાને નહિ મળે પગ ને નહિ હાથ, બંને ઠુંઠા. એક આંખ કાણી.

જેમ તેમ ઘસડાતો ભીખ માંગતો જતો હતો. રસ્તે જતા આવતા માણસો બધા પૈ પૈસો આપતા'તા. મને પણ દયા આવી ને એક પૈસો આપ્યો. બપોરે તો પેલો બીજો પૈસો બીજી રીતે ગયો. પહેલીવાળો બાબુ ઘેરથી એક ઢબ્બુ લાવેલો. એક પૈસો ખાવાનો ને એક ઘેર પાછો લઇ જવાનો. બપોરે જુએ છે તો ઢબ્બુજ ખોવાઈ ગયલો !

બિચારો કંઈ રડે તો રડે, કે હવે મને ઘેર માર ખાવો પડશે !

મને થયું, છો,–આજે ભૂખ્યા રહીશું. પૈસો એને આપી દીધો.

સાંજે ભૂખ તો કકડીને લાગેલી. બા પૂછે એમ કેમ ! મેં વાત કહી એટલે બાય રાજી થઈ.

સાંજે તો મનુ ને ચીમન ને બલ્લુ બધાની સાથે ખૂબ રમ્યો.

તા. ૨૭ મી જુલાઇ ૧૯૨૮
શુક્રવાર
અધિક શ્રાવણ સુદ ૧૦ સંવત ૧૯૮૪

આજે તો બાએ ઠાકોરજીને ખૂબ શણગાર્યાં ને ઠાઠમાઠ કર્યો. મેં પૂછ્યું તો કહે કે આજે ઠાકોરજીની વરસગાંઠ છે.

ચાલો ભાઈ, સારૂં થયું. બિરંજપુરી ખાવા મળ્યા.

પણ ઠાકોરજીય ખરાને! તે તો કંઈ ખાયજ નહિ. આજે બિરંજપુરી થયા પણ તેને ભાગે કંઈ નહિ. બાએ મૂક્યા ખરા પણ કંઈ ખાય તોને!

પણ તોય બા તો એની કેટલી સેવા કરે છે? કોણ જાણે બા સાથે કંઈ ખાનગી ખાનગી વાત કરતા હોય તો!

પણ એવું લાગતું તો નથી. મેં બે ચાર વાર સંતાઇને જોયું પણ બા કંઈ બબડ્યા કરે છે. એ તો કંઈ બોલતાય નથી ને ખાતા પીતાય નથી.

પણ ત્યારે કંઈ બધા જુઠું બોલે? બધા કહે છે કે આખી દુનિયા એણે બનાવી છે.

ને છતાં એ નહિ ખાય, નહિ પીએ! એ પણ ગમ્મતજ છે ને!

ગમે તેમ એને બહાને આપણને સારૂં ખાવા મળે છ.

આપણે તો પેટ ભરીને બિરંજ ખાધો. મેથીના ભજીયાં પણ ખરાંસ્તો.

નિશાળમાં તો આજે પહેલો નંબર આવ્યો. હવે તેને પકડીજ રાખીશ. નાસી નહિ જવા દઉં.

તા. ૨૮ મી જુલાઈ ૧૯૨૮
શનિવાર
અધિક શ્રાવણ સુદ ૧૧ સંવત ૧૯૮૪

પડોશની જમની આખો દહાડો ગાગાજ કર્યાં કરે છે, તે એનું મ્હોં નહિ દુઃખતું હોય? પણ ગાય છે સરસ હોં! "મારી નાની બહેન છે બહુ છોટી જો" એમ એ ગાય છે તે સાંભળવાની બહુ મઝા પડે છે. દર વરસે એને ગાવાનું ઇનામ મળે છે. આ વરસનું પણ ગઇ કાલે એજ લઇ આવી.

મારાથી એના જેવું તો ગવાતુંજ નથીને! મરદ છું તેમાં હશે? બાકી કોઈ કોઈ મરદો તો સારૂં ગાય છે.

બા પણ કેવાં ફક્કડ ભજન ગાય છે!

મોટાભાઇ વાજું વગાડે છે પણ એમનાથી ગવાતું નથી.

એમના કરતાં તો હું સારૂંજ ગાઉં છું એટલે મારી પાસે ગવડાવે છે.

રોજ મહાવરો પાડીયે તો ગવૈયા થવાય કે નહિ?

આજે તો કસરતમાં બહુ ફાવી ગયો. મનુ સાથે ત્રણ કુસ્તી કરી ને તેમાં ત્રણેમાં જીત્યો. હવે કાલે તો કોઇ મોટા સાથેજ કુસ્તી કરી જોઇશ.

તા. ૨૯ મી જુલાઇ ૧૯૨૮
રવિવાર
અધિક શ્રાવણ સુદ ૧૨ : સંવત ૧૯૮૪

---

આજે મનુની સાથે ફરવા ગયો. પેલો તનસુખ પણ ફરવા આવ્યો હતો. મનુ મને ગુપચૂપ કહેઃ આજે એ ગડબડ કરે તો એને પણ બતાવી દઇએ. જોઇએ કસરત કામ લાગે છે કે નહિ.

તનસુખે તો જાત બતાવી ને બૂમો પાડી એટલે અમે પણ મારામારીજ કરી ને તેની સાથે લઢયા. મેં એક દાવ એવો લગાવ્યો કે ચ-તોપાટ પડયો. જમીન પર બે ચાર મુક્કા મનુએ લગાવી દીધા. આજે તો એ એવો થઈ ગયો

કે હવે અમારૂં નામ દેવાનું પણ ભૂલી જશે. અમને પણ સહેજ સહેજ વાગ્યું. પણ તેમાં શું !

બપોરે મનુએ ને મેં નિશાળમાં એવો વિચાર કર્યો કે બપોરની રજામાં રોજ આપણે સાત આઠ જણા આટાપાટા કે ચકુભિલ્લુ રમીયે તો ?

ચંપક, ગંગારામ, નવનીત, નારણદાસ બધાને વાત કરી. તે બધા કહે અમે રમવા આવીશું. કાલથી ચાલુ કરી દઈશું. રમવાની ખરી મઝા પડશે.

તા. ૩૦ મી જુલાઈ ૧૯૨૮
સોમવાર
અધિક શ્રાવણ સુદ ૧૩ સંવત ૧૯૮૪

આટાપાટા ચાલુ થઈ ગયા. બહુજ મઝા પડી. અમારૂં જોઇને બીજા થોડા છોકરાઓએ પણ ટુકડી બનાવવા માંડી છે. અમે નિશાળની પાછળ રમીએ છીએ. તેઓ ઉગમણી ભીંતે રમવાના છે.

આજે તો પેલો તનસુખ પાછો રસ્તે મળ્યો. તે તો કહે: હું તમારી સાથે કસરત કરવા આવું ? તમે મને તમારી

સાથે લઈ જશો ?

એ પણ ખરો ભાઇ ! હવે તો દોસ્તદાર થઈ જવાનો. મેં કહ્યું: અમે તને લઈ જઇશું. સારૂં, એક દોસ્તદાર વધે તે સારૂં જને !

મનુને કહ્યું; તે કહેઃ આપણે શું કરવા લઇ જઇએ ! પણ મેં કહ્યું કે છોને આવતો ! પછી સમજાવ્યું એટલે એય કબુલ થયો.

નિશાળમાં આટાપાટાની બધે ખબર પડી ગઈ. માસ્તર તો કહે કે બહુ સારી વાત. પણ લઢતા ઝગડતા નહિ.

હાલ કંઇ કોઈ લઢે એમ નથી. પછી તો ભાઈ કોણ જાણે !

તા. ૩૧ મી જુલાઈ ૧૯૨૮
મંગળવાર
અધિક શ્રાવણ સુદ ૧૪ સંવત ૧૯૮૪

આજે તો માસ્તર સાહેબ કહેઃ જે કોઇ ઘેરથી સારી વાર્તા લખી લાવશે તેને હું ઇનામ આપીશ.

હું કાલે એક ફક્કડ વાત લખી જવાનો છું. જોઇએ

ઈનામ મળે છે કે નહિ.

દર મહિને માસ્તર એમ ઇનામ આપવાના છે. આ મહિને નહિ મળે તો આવતે મહિને તો હું મેળવીશજ.

હું તો કહીશ કે ઇનામમાં મને ચોપડીજ આપજો.

આજે ફોઈનો નટુ પાછો આવ્યો. તેણે ચ્હા પીતાં રકાબી ફોડી નાંખી. મગ સૂકાવા મૂકેલા તે વેરી નાંખ્યા. ને બિલાડીનાં બચ્ચાંને બારીએથી ફેંકી દીધું. કેટલો તોફાની! એ મોટો થશે ત્યારેય એવી ભાંગફોડજ કરશે કે?

આજે પણ નંબર પહેલો રહ્યો હતો.



# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦ ૫ ૦ |
| ૨ | બકુલ | ૦ ૬ ૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦ ૮ ૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦ ૮ ૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦ ૧૨ ૦ |
| ૮ | જય બજરંગ | ૦ ૬ ૦ |
| ૯ | વાઘોનું વન | ૦ ૪ ૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦ ૪ ૦ |
| ૧૧ | બરફીપુરી | ૦ ૪ ૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦ ૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬ ૦ |
| ૧૪ | કચુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪ ૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬ ૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કુતરો— | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦–૩ ૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ | મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ | બાળ ડાયરી | ૦–૩–૦ |

આખા સેટનું ટ. ખ. ૧–૧–૦